# ભર્તૃહરી નાટકનાં ગાયનો.

## ઈશ્વરસ્તુતિ.

### રાગ કલ્યાણ.

શ્રી જગપતિ, પ્રભુ આપ સન્મતી, ભર્ત ભૂમી
ભ્રાત માટે કીધી આકૃતી—ટેક.

શૂર પૂર નેક ટેક નીતી પ્રીતી ન્યાય,
સ્વદેશાભિમાન એના બાળોમાં પ્રગટાય; શ્રી.
ધીર વીર સંપી સુખી રૈયતને રાય,
કળાને કૌશલ્ય પાછાં હતાં તેવાં થાય; શ્રી.
આર્ય સુબોધ હીતનો બોધ દેછે દેશ વિદેશ;
પ્રાચીનને અર્વાચીન એલો ભજવે ધારી વેશ; શ્રી.
વીર કરૂણાને શૃંગારનો દેતી ચીતાર,
બાઈઓ ગ્રહણ કરશો જેમાં રૂચી તમારી સાર; શ્રી.
ગુણના ગ્રાહક દેશી મીત્રને વિનવે પ્રીતી પુર,
માફ કરી આ મનમાં લેશો, દોશ કરીને દુર; શ્રી.
ગજાનન મહારાજ પધારો, સીદ્ધિ બુદ્ધિ સાથ,
સ્તવન કરેછે દાસ વાઘજી, ગાયે ગુણના ગાથ; શ્રી.

### રાગ બરવાનો ઠુમરી.

ભરથરી ખેલ ચાલો, આજરે ભજાવીએ;—ટેક.
નારી દુરગુણ નખ શીખ, દરશાવિએ;
બોધ સારો આપી એક, દુરીજ બજાવીએ; ભરથરી.

પ્રીત કરી નારી પ્રેમ, ફુલી ન ફુલાઇએ,
સાહસીક કામ કરી, સુખ ન ગુમાઇએ,
અવીચારે કામ કરી, અતી પસતાઇએ; . ભરથરી.
( આટલું થયા પછી સુત્રધાર પ્રવેશ કરી ગાયછે. )

સુત્રધાર— ગીતી.

અનંત ગોળો જેણે. ભ્રમણ શકિતમાં ગગન વિષે રાખી,
રચના સઘળે સરખી, કીધી જેણે માયા બલ નાખી,
પય પ્રગટાવ્યું જેણે, બાળક માટે જનુનીના સ્તનમાં,
તે જગદીશ કૃપાળુ, ઇચ્છા પૂર્ણ કરો આ મુજ મનમાં.
( બીજા પ્રવેશમાં રૂષીઓ જગતકર્તાની સ્તુતી કરેછે. )

રૂષીઓ— રાગ.

( નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ રાગ. )
આરતી તારી ઉચરીએ, નિરંજન આરતી તારી

ઉચરીએ—ટેક.

સરવ વ્યાપક તુજ ચૈતન શક્તિ, વર્ણન શું તેનું કરીએ,
શુદ્ધ હૃદયથી જેરે આરાધીએ, તો ભવસાગર તરીએ;ની.
યોગ યગન સમાધી ધરી ધ્યાને, લક્ષ વિષે નવ ઠરીએ,
અકુળગતી પરાપાર પિતુ તારી, વાણીથી શુંરે વિસ્તારીએ;ની.
રચના યથાયોગ્ય આરે જગતની, મહીમા તારો ઉર ધરીએ;
દીંન વચન પ્રભુ અલ્પ સ્વીકારો, કાંપે કથન શું કરીએ; ની.

પ્રવેશ ૩ જો.

પીંગળા.—(કેટલુંક ભાષણ થયા પછી દાસીને કહેછે.)

ગઝલ.

(ઇંદ્ર સભામાં ગવાતી ઢબની)

નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ,
હાવ ભાવને કરીને, હરીપે પુરૂષ હામ,
આ ભ્રકુટીનો વિલાસ, આરે મંદ હાસ્ય,
મધુર વચન મંદ ગતી, નાખે પુરૂષ પાસ,
રણને વિશે બાણ કોટી, નર નિવારે શુર,
આ કટાક્ષ બાણ દાસી, પાડે યોધ પૂર,

આર્યા.

સુંણ દાસી મુજ પ્યારી, આવે જ્યારે મહેલ નૃપ મારે.
પ્રપંચ એવો કરવો, જાણે હું છું પતિવ્રતા ભારે.

દાસી.—(કેટલુંક ભાષણ સામ સામું થયા પછી)

ગઝલ.

(ઉપરની ઢબની)

બાઈ આપનું શરીર તરૂણ વયનો બાગ,
યોવનમાં વેલી સર્વે, ફુલીછે અથાગ,
અંગછે સુવર્ણ રંગ, નેત્ર મોહ બાણ,
કમલ મુખ ચંદ્ર પ્રભા, શું કરૂં વખાણ,
કામ દેવની પ્રીયા જે, નામ છે રતી;
તેહથી અધીક રૂપ, ધારે મુજ મતી,
આલ આપ આલો ત્યારે હંસની ગતી,
આમ જેવી પ્રીયા દીસે, ભાભ ભુપતિ,

(ત્યાર બાદ ભર્તૃહરી પ્રવેશ કરેછે અને બેઠા પછી તેના પ્રતે પીંગલા બોલેછે.)

પીંગલા.— રાગ.

સદા રહો પાસ પીયુ, સદા રહો પાસ,
નયનના વિલાસ મારા સદા રહો પાસ; ટેક.
સભા વિશે જાઓ પીયુ, મુકી આ અયાસ,
ખાન પાન તજી બેઠું, રહી હું ઉદાસ, સદા.
પુરૂષનો વેશ કરી, રહું હું હજુર,
કહોતો એ કરૂં પણ, રીતીથી દુર. સદા.
એક તન વિશે બેહુ, તન જો સમાય,
તુરત તે કરૂં સ્વામી, પણ એ ન થાય. સદા.
ચંદ્રને ચકોર સંગ, દીપને પતંગ,
મયુરનો ઘન સંગ, પ્રીતી તણો રંગ. સદા.
હવે જો વિશેષ પીયુ, રેશો હુંથી દુર;
નકી પ્રાણ ત્યાગું મારો, જાણો નૃપ ઉર. સદા.

ભતૃહરી—

રાગ સીંયાનો કનરો.

તારૂણી તુજથી નથીરે જુદાઈ, શશી વદની સુખ પામું હું આહીં. તારૂણી. ટેક.
વદન મનોહર, તારૂં લલીતા, સૌરભ અંગજ ઘન સુખદાઈ; શશી વદની.
ભ્રકુટી વિક્રમ સ્મિત અંની વિભ્રમ, નિરખી મીયા ભુલું સરવેરે કાંઈ; શશી વદની.

તીનસો સાઠ ત્યાગી વુજનેરે ચાહું, ક્ષેત્ર વણુ મુજ ક્ષણ
કલ્પ સમ જાઈ; શશી વદની.

ભર્તૃહરી—(સ્વગત) પ્રવેશ ૫ મો

શગ બરવાની ઠુમરી.

જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો, જેને કામ શૃંગાર પી-
છાન નહીં. જનમ્યો. ટેક.

મૃગનયની નીતંબન સ્પર્શ કર્યો, કદી આયુષ સર્વ અસાર
થઈ; જનમ્યો.

જો સુખ નાર વિલાસ, વિશે રહ્યું, તે સુખ અન્ય વિશેજ
નહીં; જનમ્યો.

રાગ ઝીંઝોટી.

પ્રીયાકા સમાગમ સબસે હે પ્યારા, ટેક.
રતીકે શ્રમસે પરસેત બીંદુ, માનો શોભત હે તારા.
ભારી નીતંબ પરી ઉર ઉપર અંગે ચંદનકી ગારા; પ્રીયા.

શીખરણી વૃત્ત.

વિના નારી પ્યારી, કમળ વદની સુંદર અતી;
સ્તનો ભારે પામી, કમર લચતી હંસનિ ગતી.
વિના એવી પ્રીયા, નૃપતી ગ્રહકો શોભિત કરે;
નૃપાળોની વૃતી, શ્રમ થકી ગત થૈને ક્યહિં ઠરે.

પીંગલા.—(દાસી પ્રત્યે.)

ગઝલ.

(ઇંદ્ર સભામાં ગવાતી ઢબની.)
જા સખી તું વેગે વેલી, લાવ અશ્વપાલ;

આવ સદા થાય મારી, શાંત કામ જવાળ.
મોહ્યું એથી મ. ા મારૂં, રાખ્યું તેથી યારી;
જીવ જહાન માહરો છે, સુંણ સખી પ્યારી.

દાસી.—અહહ બાઈ એહ તર્ક, નથી ઘટીત આપ;
અતી પવીત્ર આપ સ્વામી, શીદ ધરોછો પાપ.
નીચ સંગ યારીમાં ન થાય ફળ સારૂં:
સુજ્ઞ થઈને કરો બાઈ, કાર્ય આ નઠારૂં.

પીંગળા—મારી સાથે શુંછે તારો ધર્મ તું વિચાર,
અશ્વશાળા સદા શોધી, ખોળી લાવ યાર.
મુર્ખ મોહોટો એછે પણ, જાણે ભોગ વિલાસ;
એના સમ સુખ કદી, મળે ન સ્વામી પાસ.

દાસી—પવીત્રતાનો ધર્મ ત્યાગ, કાં કરોછો બાઈ;
દિલ દિધેલ સ્વામી સાથે, ના રખો જુદાઈ.
જો કદાપી નૃપતી જાણે, આવું દુષ્ટ કાજ;
કુળ મારૂં ખોદી કાઢે, ભૂપ પુન્યરાજ.

## સર્ગ સીંધાનો કનરો.

આમ વીચાર વીના શું બોલે, પ્રીત ધરી દાસી તુજને મેં રાખી; આમ. ટેક.
કપટ તજીને ગુપ્ત જણાવું, મદનની મોજ તુંને મેં આપી. પ્રી.
જોરેવિશેષ બોલીતો તુજને, કરીશ બેહાલહું આરોપનાખી. પ્રી.

દાસી— ગઝલ.

(ઇંદ્ર સભામાં ગવાતી ઢબની.)

કોપ શીદ કરોછો બાઈ, આતા શીરે ચઢાવું;

મુર્ખ સંગ યારી કરી, રહેશે તો પસતાવું.
ભર્તૃહરી દેશ પતિ, ગુણી વિદ્યાવંત;
તેવા પ્રાણનાથ તજી, આવી રાખ્યો ખંત.

પીંગલા— (કેટલુંક ભાષણ થયા પછી
દાસી તેડવા જાયછે ત્યારે.)

રાગ બીહાગની ગઝલ.

સુંણ સખી જાયછે તું, તેડવાને કાજ;
એમ નહીં આવે યાર, મુર્ખ શીરે તાજ.
ભોજનની લાલચે, એ આવશે સતાબ;
માટે એવું કહી એને, લાવ બીના દાબ.

દાસી—એમાં કેવું નહીં પડેરે, બાઈ મુંને કાંઈ;
જુગતી સરવ જાણું, સાચી આપ નામ ગાઈ.
આટલો મેં વખત કાઢ્યો, આપ કેરી પાસ;
મારી એ પ્રતિતી કેમ, બાઈ નહીં આપ.

દાસી—(અશ્વપાલને તેડવા જાયછે ત્યારે રસ્તામાં વિચાર કરતી જાયછે.)

રાગ આશાગોડી.

કામછે દુષ્ટ વિકારી, અહા પ્રભુ કામછે દુષ્ટ વિકારી;
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથીછે યારી. આહા
ત્રણરોત્યાગી એકજને ચાહે, તેના ચિત્તમાંછે જારછીનારી. આ.
ધીક બાઈ તુજ ધીક તારી બુદ્ધિ, વિપરીત વાતવિચારી. આ.

## પ્રવેશ ૮ મો.

શાંતીરામ (રાજાને અમરફળ આપવા આવેછે ત્યારે આશીર્વાદ આપતો આવેછે)

### ત્રોટક.

વર માલવ દેશ તણા ભુપતિ,
સુખ સંપતિ પરમિ ટળો વિપતી;
નૃપ રાજ તમારૂં અખંડોતરે,
દ્વીજ એટલી આશિષ પંડિત દે.
શત પૂત્ર અને શત કોટી ધની,
ચકવે નૃપ રાજ રહો અવની;
પ્રતી પાલન-ભુપ પ્રજાનું કરો,
તમને નિતી ન્યાય સદાય વરો.

ભર્તૃહરી--(રાણીને અમરફળ આપર્તા વખતે)

### રાગ ઝીંઝોટી જંગલો.

(પનીયાં મેં કેસે તો ભરૂં, છોટી નણંદીયાં. એ ચાલ.)

ફળ એક વિપ્રથી મળ્યું, પ્રીયા મોરીરે; ટેક.
પ્રાશન એનું કર પ્રીતથી, દુખ તવ મૃત્યુનું ટળ્યું; પ્રી.
નરે યા નારી એ ફળ ખાતાં, અમરતા પામે એ ખરૂં. પ્રી.

પીંગલા— રાગ સદર.

ફળ એ આપરે જમો, પ્યારા સ્વામીરે; ટેક.
આપ અમર થઈ તખતે બીરાજો, પ્રજા સુખ ન્યાયી થઈ
ગમો—પ્યારા.

હું છું નારી જાત અમર શું થાઉં, પ્રજા હિત કરશો ત-
મો—પ્યારા.

ભર્તૃહરી—   રાગ ગોડી આશા.

લગની તુજથી લાગી, પ્રીયા મારી લગની તુજથી લાગી.ટેક.
તુને ચક્ષથી દેખું ત્યાં સુધી, હુંરે જીવું બડ ભાગી; પ્રીયા.
તારો વિયોગ થયે તુર્ત પામું, એદ હું થઇરે અભાગી.પ્રી.
તે માટે તુજને અમર હું ચાહું, રહે સદા સુખ આગી.પ્રી.
પીંગલા—(રાજા ફળ આપીને જાયછે ત્યારપછી સ્વગત)

રાગ.

જીવવું છે વૃથા મન, જીવવું છે વૃથા;
પ્રાણ પ્યારા યાર વીના, જીવવું છે વૃથા. ટેક.
અમર થશે યાર મારો, દેસે સુખ વિલાસ;
માટે નીશ્ચે એને આપું, પુરે દિલ આશ. જીવવું.

પ્રવેશ ૧૦ મો.

પીંગલાના કહેવાથી ભર્તૃહરી પોતાના ભાઈ વિક્રમા-
દિત્યને દેશ નિકાલ કરેછે ત્યારે વિક્રમાદિત્ય બોલેછે.)
વિક્રમાદિત્ય—

માલીની છંદ.

નથિ નથિ નથિ સ્વપ્ને, દુષ્ટ સંકલ્પ કીધો;
નથિ નથિ નથિ નીતી, ઉપરે પાય દીધો;
અચરજ અતિ પામું, બંધુ આ શું કહોછો;
મુજ નીતિ રિતિ જાણો, તેમ ક્યાંથી લહોછો;

ગજલ. ( ઇંદ્રસભાની ઢબની )

( તુંમને મેરી લાસકો મટ્ટી ખરાબકી, એ ચાલ )
એ શું બોલોછો ! વિવેકી ભ્રાતા ભરથરી !
એ શું વદોછો વડીલ, જીભથી કરી !
એ શું કહોછો માત્રુ, પીંગલાનારે પ્રભુ !
મૂજ વિશે આવી બુદ્ધિ, આરાધો શંભુ !
સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મુકી નથી;
અગનિની શિખારે ભ્રાત, અધો ગઈ નથી;
સૂર્ય માંહિ અંધકાર, હજુ થયો નથી;
સિંહણ સુત તૃણ ખાવાને, હજુ ગયો નથી;
હંસની ગતીરે, કાગવત થઈ નથી;
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઈ નથી;
પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું !
કાષ્ટ ટેક તોડી જળમાં, નથી ડુબી ગયું !
માતુંનો વાત્સલ્ય પ્રેમ, નથી હજુ ઘટ્યો;
આપનો વિચાર આવો, કયાંથીરે થયો ! !

લાવણી.

( અધબીચ મોબત તોડી બે દરદી દીવાના, એ ચાલ )
ભરથરી ભ્રાતા વિચારીને, તમે કરો હું ઉપર કોપ;
વણ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ. ભરથરી.ટેક.
છો શિર છત્ર, (૨) નવ લોપું નીતી ધર્મ;
બંધુ પની મમ માતછે, કયમ કરૂં અવિહીતજકર્મ. ભરથરી
કટુ વચન બાણ, (૨) શીરપર મુકોમાં કાપ;

આગલ વાત વિચારતાં, ભાઈ પામશો પશ્ચાતાપ. ભરથરી
પાંડવમાં ધર્મ, (૨) લક્ષ્મણને જ્યમ રઘુવીર,
કનક ભક્તિ તેમ માહરી, નવ જાણો અંબુ કથીર. ભરથરી
ગણું આપ સેવ, (૨) મુક્તિ દાતા મનમાંય,
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઈ, ક્યમ તુચ્છ વિષયને ધાય. ભરથરી
હું તજું આમ, (૨) નવ નિશ્ચે રહું આ ઠામ,
લાજે જનુની માહરી, જો કરૂં ઘડી વિશ્રામ. ભરથરી.
વિશ્વ ભુમિમાં, (૨) અમૃત ધાર્યુંછે આપ,
કડુ ફલ એનાં ચાખતાં, થશે મૃત્યુ સમ પરિતાપ. ભરથરી

## પ્રવેશ ૧૧ મો.

ગુણસુંદરી-( વારાંગનાને અશ્વપાલ ફળ આપી જાય છે ત્યાર બાદ ગુણસુંદરી દાસી સાથે વિચાર કરેછે. )

ગુણસુંદરી.— રાગખંભાત.

( ડોલે રે જોબન મદમાતી ગુજરીયાં. એ ચાલ. )
અમરફળ આવ્યું આ, શું તેનું તો કરવું રે;
આપણે ખાવું કે આતો, રાજાને જઈ ધરવું રે; અમર. ટેક
આરે અવતારે હુંતો નાયકા કહેવાવું રે;
મુરખે એ આપ્યું મુંને, અમર શું થાવું રે. અમર.
નીચ કર્મ આવું સદા, અમર થઈ કરવું રે;
ભર્તુહરી ભુપને એ, જઈને મારે ધરવું રે. અમર.

## પ્રવેશ ૧૨ મો.

(રાજાની પાસે અમરફળ આવેછે ત્યારે તે જોઇને.)

ભર્તૃહરી.—(સ્વગત)

ગીતી.

ફળ પ્રીયને દીધેલું થાઉં અજાયબ અહીં ગયું ક્યાંથી,
આ ગુણીકાને હસ્તક, આવ્યું એ છે ભેદ ગુપ્ત ત્યાંથી.

પ્રવેશ ૧૩મો.

( ભર્તૃહરી પીંગલાને કહેછે જે તેં અમરફળ ખાધું નથી
અને મારે જોઇએ છીએ માટે આપ. )

પીંગલા— રાગ ઝીંઝોટી (દાદરો.)

સ્વામીનાથ સ્વામીનાથ સ્વામીનાથ રે. ટેક.
એ ફળ મેં ખાધું પ્યારા સ્વામીનાથ રે, ટેક.
વિશ્વાસ નવ આવે શાને, પ્યારી સાથરે: એ ફળ.
આપથી કઈ વાત ગુપ્ત, રાખી નાથ રે, એ ફળ.
દીલ તંત્ર દોરી સરવ, આપ હાથ રે; એ ફળ.

પ્રવેશ ૧૪મો.

ભર્તૃહરી. ( રાણીનું બધું કપટ જણાયા પછી કહેછે. )
(નારાયણ નરસિંહ નરોતમ, પુરૂષોતમકો ધ્યાન ધરોરે. એટેક.
જે ચપળાને ચીતવું નિશદીન, તે મુજથી અદિલ રહેરે જે.
તે કોઇ અન્ય પુરૂષને ચ્હાછે, તે નર નાર બીજીને ચહે.
વળી તે બીજી મુજપર આશક, કહો એ ભેદજ કોણ લહેરે. જે
ધિક જે પ્રથમ કરીછે પ્યારી, ધિકછે એના યાર તુને.
ધિક તે નારી અવરજે તારી, ધિકછે કામ તથાજ મુનેરે; જે

ભલે ભામની જાણો સાચી, નથી થવી એ સાચીરે.
ક્રોડ ઉપાયે કરો યતન પણ, કામ પ્રગટતાં કાચીરે. જે.
ધિક નર નારીના વિશ્વાસી, રહે શૃંગારે રાચી રે;
તે નર. ગોથાં નકીજ ખાશે, કસાઈ પડશે ફાંસી રે. જે.
એકજ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસી રે;
ઝેર હૃદયમાં મુખમાં અમૃત, જણાશે ગુણો તપાસીરે. જે.
છે અબળા પણ નરની ઘાતક, કંઇ નર કરતી ઉદાસી રે;
ભોળપણે ભૂલો ખવરાવે, નિચ નરક નિવાસીરે. જેચપળા.

ભર્તૃહરી.— ગજલ.

અયે કમજાત પીંગળા તેને બહોત દગા દીયા.
ભાઇજૈસા ભાઇ મેને દેશ નિકાલ કીઆ. અયે કમજાત.
તેરેપર જાનમાર રખા, તે ધુરા કીયા.
જન્મ મેરા આજ તે, ખરાબ કર દીઆ. અયે કમજાત.
કપટ વચન બોલ કહેતી, આઓ મેરે પીઆ.
જાર કર્મ ગુપ્ત કરતી, ધીક ધીક ત્રિઆ. અયે કમજાત.
નિર્દોષ મેરા બંધુ, માળવ દેસસે ગયા.
નઠોર કઠોર નારી જાત, દીલમેં નહિ દયા. અયે કમજાત.
ભર્તૃહરી — ( પોતાના મનમાં પશ્ચાતાપ કરેછે. )

તા. રાગ કાલીંગડો.

જીવકું મનવા ધીક ધીક હે,
મેરે બડી ઉસીકે મન ઠીક હે. જીવ. ટેક.
જીને સંગે મેં રાત દીનાકું,

જપર રહા સો અલીક હે. જીય.
પ્રીયા કીની મેં પીંગલા તુજકું,
દગા દીઆ તુજે ધીક હે. જીય.
રાજ તજી અબ શીવકું રટના,
એહી તરન ભવ શીખ હે. જીય.

ભર્તૃહરી—( પોતાના ભાઇને વાસ્તે પશ્ચાતાપ કરેછે. )

રાગ શોરઠની ગજલ.

ડુબ્યો આજ તાપ વિલાપમાં, બંધુ તારો વીક્રમાદીત્યરે ટેક.
સુવીચાર ધાટ નહિ સજ્યો, ત્રીયા કાજ ભ્રાત તુને તજ્યો.
પાપી પીંગલાના ક્રોધથી, ડુબ્યો ન્યાયીભાઇ વિનીતરે ડુ.
અકીચારોણી આવ્યું વનરે, આવે યાદ તારાં વચનરે;
ભેખ ધારણ હવે હું કરૂં. એદ ધ્રુઝસે ન પ્રીતરે; ડુબ્યો.

ભર્તૃહરી— (સ્વગત)

રાગ ઝીંઝોટી.

છોડદે અભિમાન, માન અબતો મનવા મેરા છોડી. ટેક.
રાજપાટ સબ જુઠે જાનો, ક્યું તુંમ હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાન; માન અ.
જુઠી પ્રીત જગતકી દેખી, મત ભુલે નાદાન,
બાહીર રંગ રૂપકુ દેખી, મત હોના ગુલતાન. માન અ.
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપનસે જાગ્રત હોજા, ગુરૂસે લેના ગ્યાન. માન અ.

ભરથરી. લાવણી.

શુણો દિધદધિ હે સચીવા; ગૃહસ્થો ઉજ્જયની વાસી.

શુણો સકુળહે રાજદ્વારી, કહે ભરથરી ઉદાસી. એ ટેક.

આ સંસારે રહો તમે સૌ, ગૃહસ્થા અમ્રૂછે સુખરાસી.
નિતિ સુખ મમ પ્રજા ભોગવો, હુંતો થયો છું ઉદાસી. શુણો.

કપટ રહીત શુદ્ધ દીલથી પ્રીતી, નર નારી જોડો સાચી.
કદીન કરશો બુદ્ધિ કાચી, રહો સુખ સંસારે રાચી. શુણો.

પુરૂષ સરવને પ્રથમ કહું કદી, પડો નારી પ્રિતિ ફાંસી;
શિયળ પતિવૃત નિતિ વૃષ્ટિ, હમેશ વરસાવો ખાસી. શુણો.

મન દ્રઢાવી કરો વજ્ર મય, ડગે ન અવિચળ થઈ જ્યારે.
ખરી પ્રીત અંતરથી લાગે, શુદ્ધ નારીઓ રહે ત્યારે.શુણો.

કદીન અળગી એને કરશો, થઈ નારના વિશ્વાસી;
પ્રસંગ એને તમે આપશો, નિતિથી જાશે નાસી. શુણો.

ઉપર ડોળ એનો નવ માનો, કરો પરિક્ષા તો સાચી;
ભોળા થઈને ભરમાશો નહિ,નમીને રહેશો નહી નાચી.શુણો.

આ સંસાર તણું એક સાર્થક, વિષય ભોગ ગણશો નાંહી;
તલ્લીન તેમાં બહુ થશોમાં, ચપળ ચિત્તથી એ ચાહી.શુણો.

માત્ર પ્રજા ઉત્પતિ હેતુ, વિષય ભોગ વિશે રાખો;
પણ દિવસને રાત્રી એમાં—મુઆન જન્મારો આખો.શુણો.

તમે લુબ્ધ બહુ રહેશો તેમાં, સદા વિષય કેરે રંગે;
તો તે પણ તે ચાલ પકડશે, ઉપજશે દુઃખ એ અંગે.શુણો.

ચાલ આપણી હોય નઠારી, મિત્ર સુખપે તે માનો;
એ પર પુરૂં લક્ષ આપજો, હિતાહિત મનમાં જાણો.શુણો.

સંપી રહેજો ન્યાયે વરતજો, દીર્ઘદ્રષ્ટી થઈને તમે;

બાળાઓને બોધ આપજો, નિતિ ભોજનનિત્ય જમે.શુણો.
અરે દીર્ઘદર્શી આ રૈયત, પુત્ર સમાન ગણી પાળો;
કદી વિક્રમ આવ્યો સંભળાએ, વળી ક્યાંય નજરે ભાળો.શુ.
તો તેને જઈ કરી વિનતિ, ઉજેની માંહે લાવો;
પ્રતિજ્ઞા એની મૂકાવજો સૌ, કહી બનાવ બન્યો આવો.શુ.
માફી મારી વતી માગજો, કૃતઘ્ની હું એનો ભ્રાતા;
પુન્ય રૂપ પરમારથી એછે, સકળ પ્રાણીનો સુખદાતા. શુ.
પ્રજા દુઃખ એ શ્રવણ કરીને, આવી અહીં ઉભો રહેશે;
પરદુઃખ ભંજન વિક્રમ મારો, અરે હશે ક્યાં શા વેશે.શુ.
હવે જંગલમાં જાઊંછું હું, કફની હોય તે લાવોરે;
આ અંગરખા ઉપર પેરૂં, જોગ મને દરસાવોરે. શુણો.

વિદુષક—

અરે મહારાજ કોણ કફની આપે, મગદૂર કોનો જોતો નથી.
કતલ એને હું કરીરે નાખું, હવે મોતથી બીતો નથી;

ભર્તૃહરી— રાહ—ઉપરનો.

અરે મિત્ર વિદુષક મારા, દિલ મારૂં અહીંથી ઉઠયું;
હવે આગ્રહ તું વૃથા કરેછે, જગત મેં જાણ્યું છે જુઠું;
તારાં વચન મેં નવરે માન્યાં, ફળ તેનું મેંતો ચાખ્યું;
હવે સરવને સમજાવીને, રાખ શાંત નગર આખું;

વિદુષક—

તે તો રાજા બજેરે કહોછો, હું જુદો નહી રહેવાનો;

હું સંગે તૈયાર થયોછું, નથી મિત્ર હું કહેવાનો;
બાઇડીને મેં પ્રાતઃકાળે, પિઅર વળાવી પરમાણો;
કર્યું ઠેકાણે ઘર મેં સઘળું, ચેલો થઈ આવ્યો જાણો;

ભર્તૃહરી—

અરે મિત્ર શા માટે દુખીયો, થાવા આવે જંગલમાં;
અહી રહી તું સુખ ભોગવજે, માનની કેરા મંગલમાં.

વિદુષક—

રાજ મિત્ર ! એ તેં શું કહોછો! અરૂચી જગતની મુને હતી.
તમને અરૂચી થૈછે હમણાં, ઝપટ જગતની લાગી અતિ;

ગુલાબચંદશાહ—[ઉભો થઇને]–.

અરે રાજા જો જાઓ જંગલમાં, અમો તૈયાર કુટુંબ એશી;
તમ સાથે ચાલીશું ભેળા, રહેશું નહી ઘરમાં બેશી.

માણેકચંદશાહ—

રાજા જોગી પ્રજારે ભોગી, એતે ન્યાય ક્યાંનો કહેવો;
અમે તૈયાર થઇને આવ્યા, પાછળથી પગથો જેવો.

પ્રેમાણંદશાહ—

શોછે ધર્મજ રાજા કેરો, વિચારો નૃપતિ ગુણવંતા;
પ્રજા સુખને ન્યાયે કરશો, મુક્તિ પામશો યશવંતા.

ભરથરી—

પ્રેમાણંદશાહ વચન આપનું, સંસારીને સાચું છે;
યોગ સાધના નિવૃતિ વણ, મોક્ષ પ્રયત્નજ કાચુંછે–શુણો.
અરે પ્રધાના સમજાવેતું, પ્રીતિવંત પ્રજા મારી;

અવળી હઠ એ પકડી બેસે, વચન કહે કાંઈ વિચારી.ધુણો.

(ભર્તૃહરી રાજનો ત્યાગ કરી જંગલમાં જાયછે. ત્યારે પ્રધાન બોલે છે.)

પ્રધાન.— ગઝલ.

તુંમ ચલે કફની પેહેર કે, હમકુ કીયા કીસકે હવાલે,—ટેક.
તુંમ ચલોગે ઈસ બાજુપે, હમ પીવે બીખ કે પ્યાલે;
રાજા મત કરના ઐસા, તેરા પ્યાર દીલું સાલે. તુંમ.
તુજ બીના એ પ્રજા, સબ હોનહી બે હાલે;
રૂદન કરતી તુજ પ્રીયા, મત ગલે કફની ડાલે; તુંમ.
બેહાલ કરકે સબકું, પ્યારા અબ ભેખ નાલે;
એસે ચલકે અહાંસે, કયું ગલમે તોક ડાલે. તુંમ.

ભર્તૃહરી—

હમ જાતે જંગલ કે બીચ, જુઠી હે રાજકી જંજાલ, ટેક.
સાધન અપના છોડ કે, ઈધર મત હોના બે હાલ;
હે લખલાનત ઓરતકું, મત ગુમાના ઉસસે કાલ. હમ.
બેહેતર હે સ્ત્રી દીલસેં, કભી હોવે ઝેરી ખ્યાલ;
અબ રાજહમ નાંહી કરે, તુંમ રાજ અબ સંભાલ. હમ.

(ભર્તૃહરી ગોરખ પાસે ભેખ લેવા જાય છે અને ત્યાં જોગીઓ ગાય છે.)

જોગીઓ— લાવણી.

ધરો નીરંજન ધ્યાન, નાથ તુંમ ધરો નિરંજન ધ્યાન, ટેક.
સદા તુંમ બણો ભેખકે સાન, રટોતુંમ ગુરૂ મછંદર નામ;

ફ્કક તુંમ કરો ખુંટીયાં પાન,॥સમાધી સુખકી લે નિસાન.ના.

## ગ્રવશ ૧૫ મો.

### પીંગળા. લલીત છંદ.

અરર સ્વામિરે, શું હવે કરૂં; અતિ નિષીદ્ધ, મેં કર્મ આચર્યું.
શિયળ ભંગમાં, પાપ ના ગણ્યું, સુખ અખુટ મેં આપનું હણ્યું.
દિઅર માહરા, શુદ્ધ જે અતિ; મુજ પ્રતિ હતી માતુની મતિ.
અરર તેમની, શી કરી ગતિ; સ્મરણ કૃત્યનાં શાં કરૂં પતિ.
દિઅર વિક્રમા નિર્મળા મતિ, તુજ વિષે થઈ દુષ્ટ હું અતિ.
મન ગમ્યાં સદા ભોગવ્યાં સુખો,ક્યમ સહ્યાં હશે રાનનાં દુઃખો.
વિષય વાસનાથી હું આંધળી, ભવિષ્ય ના નીહાળી શકી જરી;
સકલ સુખ ભંડાર, માહરો, અદય દૈવ તું લુંટી સંચર્યો.
પુરણ સત્યરે સ્નેહ રાખતા, પતિ ગુમાવીને લીધી આપદા;
નગર છોડીને છોડી રાજરે, વિભુત ચોળિ છાંડી સમાજરે.
સુરજ આથમ્યો માળવા તણો, ઉચરતા બધે ત્રાહ્યરે જનો;
થઈ ઉજ્જનીરે તું અનાથરે, કકુળતો રહ્યો સર્વ સાથરે.
જગત શોકની લાહ્યમાં બળે, નહિંજ કેમ તું જીવ નીકળે;
કરમ કોપીઉં શું સુઝી મતિ, સુરખ પાપી મેં આણી આ ગતી.
અસત દોષમેં સ્વામીભ્રાતને, દઈ તજાવીઓ, દેશ સાથને;
અરર નારી હું, પાપી જારણી, દિઅર માફી દ્યો આવીઓધણી
કમળ મુખને, શ્યામ મેં કરી, કુળ લજાવીઉં ના ગમ્ મરી;
રૂપ બળો અરે, શું કરૂં હવે, કુરૂપ તો થયું કામને દવે.
દવ ઉઠીમને, બાળી નાંખ તું, જનુની પૃથ્વીરે વા સમાવતું.

અરરર શું કરૂં, ક્યાં જઈ પડું; મર્ણ સહાય થા આવી ઢુકડું.



દાસી— લલિત.

ધિરજ ધારીને, બાઈ સાવધ, સબળ થઈ કરો કલેશનો વધ.
નિર વહ્યા પછી, બ્યર્થ શોચના; નહિ થયું થયું તે થશેજ ના;
અતિ પ્રચંડછે, જ્વાલ કામની, ચિપળવૃતિ ત્યાં જેવી દામની.
ચપળ ચિત્ત આ, સ્થિર ના રહે, વિષય પંચમા દોડવા ચહે;
શુર મુનીશ્વરો, જોગીને જતી, ભ્રમિત સર્વની થાય જ્યાં મતી.
અબળ જાતની, શી વિસાત ત્યાં, રડીરડી કરી આંખલાલકાં.
નહિ લલાટના, લેખરે મુકે; સમય મૃત્યુનો નિજ ના ચુકે;
ચતુર છો વિચારી જુઓ તમે, ફળ કશું હવે દેહને દમે.



પીંગળા. (સૌ મિત્રી શોચનો ત્યાગ કરો હવેરે. એ રાગ.)

શૃંગારમાં ડુબાવિતી, તમેજ મુને;
પીયુને તજાવનાર વેરી અલંકાર શૃંગારમાં એ ટેક.
હિરા મોતી જડીત્ર કંકણ દુર જાઓ;
પોખરાજ રત્નહાર અદ્રશ્યજ થાઓ. પીયુને.
જરિઅન સાડી ચુડા મણિ બળીજાઓ,
રૂપ દેહીનું બળીને બાબવત થાઓ. પીયુને.
અરે કાંપ મૂક્યો મુજ હૃદયમાં કાપ,
અરે બાજુબંધ ઉપજાવ્યો તમે તાપ. પીયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી, લાવે તું આ વાર.

પ્રભુને શરણ થવું ઉતારી શૃંગાર. પીયુને.
શીયળ ભંગના પાપ થકી મુને ઇશ,
મુક્ત કરશે દિનાનાથ અરપું એને શીશ. પીયુને.

—

દાસી— રાગ—સદર.

ધારીએ વિમળ મતિ મોક્ષનીરે બાઇ,
પ્રભુ પ્રેમ પામવાને થાઓરે તૈયાર-ધારી.
શુદ્ધ હૃદયથી જોડો પ્રભુ સંગે પ્રીત,
જેથી ભવપાર ઉતરશો અચિંત.—પ્રભુપ્રેમ.
જુઓ પાર ઉતારવા ભેખ ધર્યો ભુપ,
મિથ્યા પંચ ભુત અગ્નિનામ રંગ રૂપ. પ્રભુપ્રેમ.

—

## પ્રવેશ ૧૯ મો.

રાજા ગુરૂની આજ્ઞાથી રાણી પાસે ભીક્ષા માગવા જાય છે ત્યારે રાણી બહારથી અલેક એવો શબ્દ સાંભળી રૂદનાલાપથી દાસી પ્રત્યે કહે છે.

### રાગ એમન કલ્યાણ.

અલેક જગા કે દ્વારે ખડો જોગી; ટેક.

એ સ્વામીન બીન અન્ય ન કોહુ, આયો માગન મમ ભોગી; અલેક; અલેક જગા કે.

ભર્તૃહરી.—( નીચેની લાવણી બોલતો બોલતો રાણી પાસે આવે છે )

લાવણી.

(સુકરીત કરના હોય સો કરલે કો જાણે કલકી. એ ચાલ.)
દેખ્યા નહીં કછું સાર, જગતમેં દેખ્યા નહીં કછુ સાર;
મોહ બીચે મત લપટો યારો, દેખ્યા નહીં કછુ સાર. ટેક.
ચૌદ ચોકડી રાજ મીલે, પન ત્રશ્નાકા નહીં પાર;
ભોગ ભોગતે ઈંદ્ર અપસરા, ત્રપ્તી નહી લગાર.
ત્રપ્તી નહી લગાર જગતમેં.
જુઠા રંગ રૂપમેં ભુલી, ક્રીડા કરત ગમાર;
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર;
નહીં હે અપની નાર; જગતમેં.
પ્યારી મેરી જાની પીંગલા, હુબ રહા એકતાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વ પાલકું યાર.
અશ્વ પાલકું યાર જગતમેં.
અલ્પ બખતકા એહી તમાશા, દુખહે અપરંપાર;
બેશક ઇસકા ત્યાગ કરો તુમ, ફેર પસતાના યાર;
ફેર પસ્તાના યાર જગતમેં.
એહી ભરથરી નાર ભઈ હે, ભૂલિ હુવા ખુવાર;
એહી મિષસેં જગત શીખ્ય દઈ, નવ ડુબો સંસાર.
નવ ડુબો સંસાર, જગતમેં.
મૈયા ભીક્ષા દેદે.

પીંગલા.— શોરઠની ગજલ.

પીયા દીનનાર પરે બડા, એસા જુલ્મ કયું પલમે કરદીયા;ટેક.
જો બદનકે રક્ષન લાખથે, વો બદન પરી અબ ખાખહે;
બસ ચશ્મસેં મેં કેસે દેખું, ચશ્મ આપને તો ફુટાદીયા.પી.
એ કફની ધારન દેખકે, મુઝે જલ્ત આતસ દીલમેં;
બેહાલ હોત હું દેખકે, તુંમને ભેખ ધારન કયું કીયા. પી.

રાગ ભરથરીનો.

(જનુંની જીવોરે ગોપીચંદની એ રાગ.)

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી,
જેણેરે ભુલાવી મુંને સત્યથી, કર્યા નીચ વીચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંકછું, નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યાં માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

કપટ રૂપી રાણી પીંગલા, એ શું બોલે વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
તુંરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધારજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

પીંગલા—

રહોતો રાજા રસોઈ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણું એકમાં, જમીએ આપણ સાથજી;
ભિખરે ઉતારો રાજા ભરથરી.
મહીરે કરાવું રંગ મહોલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, કરશું ભોગ વિલાસજી;
ભિખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી—

મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી,
વિષની વેલીથી અલગો રહું, નહીં નારીનો પાસજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

પીંગલા—

એ શું બોલોછો રાજા સુલક્ષણા, મારા પ્રાણ આધારજી,
જોગણ રૂપે સાથે ફરૂં, નવ તરછોડો નારજી;
ભિખરે ઉતારો રાજા ભરથરી.
ભગવાં જોઈ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઈ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી;
ભિખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી.

વધુરે શું વદે રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચારજી,

બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજાને રાણી શું કરૂં.
બંધુરે મારો લઘુ વિક્રમ, આદીતવત્ર શુધ આપજી,
કુડુંરે કલંક પાપી પીંગલા, તેં મુકાવ્યું અમાપજી;
હવેરે રાજાને રાણી હું શું કરૂં.

પીંગલા—

અરધ દેહીરે રાજા અમતણી, અરે હવે થઇછે અંગારજી,
કામીરે અંધ પીંગલા પાપીણી, મૃતકને મારોમાં મારજી;
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી.
વાંકીરે વીધાતા મુંને ભુલવી, લખ્યીયા લેખ તે લલાટજી,
આનુંરે પ્રાયશ્ચીત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વીમાતજી;
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

મુલરે ભ્રાતા મે મોટી કરી, નવ કર્યો કાંઈ વિચારજી,
આરે દુષ્ટ ત્રીયા તંત્રથી, તારો કર્યો તીરસ્કારજી;
આરે જખ્યમ જોગે નહીં જશે.
ભ્રાતારે સરવ તું ભુલી જજે, ઘણો દીધો તુને દોષજી,
ભિખ્યરે જોગી ભાઈ તારો ભરથરી, રાખીશમાં રતીએ તું
રોષજી; આરે જખ્યમ જોગે નહીં જશે.

પીંગલા—

ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતી મહારાજજી;
એકને કારણ એને નવ તજો, પાપી પીંગલાને કાજજી.
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

મોહ છોડીદે રાણી પીંગલા. પ્રીતે કર સતસંગજી;
સગુંરે નથીરે કોઈ કોઈનું, આ સંસાર પતંગજી.
ભીક્ષા દેને મૈયા પીંગલા.
દેતી હુતો ભીક્ષા દે મુંને, નહીકર કરૂં ગ્રહ ત્યાગજી;
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી.
ભીક્ષા દેને મૈયા પીંગલા.
ગંગા ત્રટે રાણી ઘર કરો, નાહ્યો નીરમળ નીરજી;
ધર્મને ધ્યાન નવ ચુકસો, જેથી થાય ઉધારજી.
ભીક્ષા દેને મૈયા પીંગલા.
(રાણી ભીક્ષા આપેછે તે લઈ બીજી રાણી પાસે જાયછે)
મૈયા યશોમાલતી ભીક્ષા દે દે.

યશોમાલતી— રાગ ઉપરનો.

રંક રાણી આ યશોમાલતી, એનો શુંછે અપરાધજી;
પૂરણ પતિવ્રત પાળતી, ઉર નાથ ભક્તી અગાધજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

શુણરે રાણી યશોમાલતી, તારો નથી અપરાધજી;
વાંકરે મારી કામવૃતીનો, પ્રેમ પીંગલાશું કીધજી.
ભીક્ષા દેને મૈયા મુજને.

યશોમાલતી—

પાણીરે ગ્રહણુ રાજા કર્યા પછી, દગો નવ દીધો નાથજી;

આરે શૃંગાર બાળે વેશમાં, આરે કંકણુ છે હાથજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી—

હુંરે જોગી જંગલનો હવે, છોડ્યો આ સંસારજી;
પાણીરે ગ્રહણ મેં પ્રભુથી કર્યું, મોહ તું છોડીદે હે નારજી.
ભીક્ષા દેને મૈયા મુજને.
(ભીક્ષા આપેછે તે લઈ ત્રીજી રાણી પાસે જાય છે.)
મૈયા કમલાક્ષી ભીક્ષા દે દે.

કમલાક્ષી—

વચન આપ્યું હતું આજે આવવા, આ કમલાક્ષીને મોલજી:
ભિખરે ધરીને રાજા આવીયા, કુડો કીધો તમે કોલજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી—

માયારે સાચી રાણી નવ માનવું, સુણ્ય કમલાક્ષી સુજાણજી
પ્રીતીરે જગતની પીતલ ગણો, હરી પ્રેમ ખરૂં હેમ જાણજી.
ભીક્ષા દેને મૈયા મુજને.

કમલાક્ષી—

ધણીરે હોસે મુજ માતા પીતા, તમને વરાવી ધરી વહાલજી;
આગ ન ઉઠાડો સૌના અંતરમાં, આમ ન કરોરે બેહાલજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી.

વરાવી નથી તુજ માતા પીતા, પૂરવ સંચિતનો સબંધજી;

તેહરે તોડાવ્યો રાણી પીંગલા, નથી હવે જગતનો બંધજી;
ભીક્ષા દેને મૈયા મુજને.
આરાધું નીરંજન નાથને, થાઉં સમાધીસ્થ નારજી;
ગુરૂને ચરણ તનમન અરપીયું, વિઘન કરે ન વિકારજી.
ભીક્ષા દેને મૈયા મુજને.
(ભીક્ષા આપેછે તે લઈ સૌથી નાની રાણીને ત્યાં જાયછે)
મૈયા ચંદ્રકળા ભીક્ષા દે દે.

ચંદ્રકળા—

નજર માલવ ભુપ ભરથરી, કરો હુંછું નાનકડી નારજી;
ચુકીરે નથી કદી આ ચંદ્રકળા, સુખ નવ જાણ્યું સંસારજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી—

સાચુંરે ચતુર રાણી ચંદ્રકળા, તું છું નાનકડી નારજી;
સંબંધ તારો રાણી મેં તોડીયો, સુખ નવ દીઠું તેં સંસારજી.
ભીક્ષા દેને મૈયા મુજને.

ચંદ્રકળા—

પ્યારીરે તમારી પીંગલા, કીધું કુડું એણે કામજી;
સંબંધ છેકરે એનો તજી હવે, રહો એક મહારડે ઠામજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી—

લુબ્ધન થાઉં લલના જાતમાં, વચનો સુણી નવ કરું વાસજી;
ઝેરરે સારૂં રાણી ક્યાંથી સાંપડે, અંતે કરે એ વિનાશજી.
ભીક્ષા દેને મૈયા મુજને.

રાણી ચંદ્રકળા— ઇંદ્રસભાની ગજલ.

(જરૂાવોસી તમકુ સજાવારહું; એ રાગ.)

રાજાજી જંગલમાં, ભલે તમે જાઓ;
પ્રથમ મુજને મારીને, સુખીઆરે થાઓ.
લીધો જોગી વેશ, સકોમલ દેહ;
એકાએક અમને, શાને દીધો છેહ.
શુંછે અપરાધ અમારો કહો,
વિનારે સમજ પ્યારા દીલને દહો;
ગલે નાંખું હાથ જોગી પ્રાણનાથ,
અમો છું પતિવ્રતા તુમારી સંગાથ.
નહીં બેશી રહીશું, ચાલીશું સંગ;
જીવતર હમારાં કરો શાને ભંગ.

ભર્તૃહરી—

અરે મૈયા નાહીં કરોરે વિલાપ,
આ સંસાર છે દુઃખ રૂપી અમાપ;
કીધો ત્યાગ મેં આ સંસારનો,
નહીં મોહ હાવે તમો નારનો.
નહીં સંગ કાંઈ તમારૂંરે કામ,
ગ્રહે બેઠાં રટો હવે શીવ નામ;
જેથી ઉધાર તમારો થશે,
ક્ષણિક સંસાર સુખ ચાલ્યાં જશે.

નારીરે ભાઇશે નર નવ ભુલશો, વેગે થશેરે વીનાશજી;
ભોજેરે મુકીને શીશ કાટશે, પુરી અંતે વિષયની પ્યાસજી.

નારીરે ભરૂંસે નર નવ ભુલશો.
ન ગણે પુત્ર ન ગણે નાથને, ન ગણે માતને તાતજી;
નગણી નારીરે સગુંકાઈ નવ ગણે, ખરીએક ભોગની ભાંતજી
નારીરે ભરૂંસે નર નવ ભુલશો.
દીલરે જોડો જ્યારે દંપતિ, પવિત્ર રહી રાખો પ્યારજી;
નીતિએ સંસાર સુખ ભોગવો, ઇશ્વર કરશે ઉદ્ધારજી
શુદ્ધરે દિલ રાખો દંપતિ.

(ભિક્ષા આપેછે તે લઈ નીચેની લાવણી ગાતો ગાતો ગુરૂ પાસે જાય છે.)

## લાવણી.

(મન તું સમરણ કર હરેનામ, એ ચાલ.
ફનાહે જગત સકલ હે ફના, ઉપરસે ખેલ અજબ વહબના
નહી હે નારી નેહ સચા, કામ યહ દેહીકા કચા.
મનમત લુભાના ઇસમેં, સાર બસ્તુ નહીં હે જીસમેં;
દેખને ગયા બીશ બેલી, લગાડત લાઇ રાની છેલી;
મચ્છંદર નામ મુખસેં રટૂં, મોહમે અબ કેસે લપટું. ફના.
ભીક્ષા ગુરૂ માંગ કે લાયા, શરન યહ ભરથરી આયા;
સમાધી બીશ ગુરૂ મેરા, ચેલા યહ આયે તુમેરા.
કૃપાકી દ્રષ્ટી અબ કીજે, મંત્ર ભવ તારનકા દીજે;
જગતકી જ્વાલ બુઝાવોગે, કૃપાકર કરે મુજ આવોગે. ફના.



બાદ તમામ પાત્રો મળી સભાની માફી માગેછે.

રાગ કલ્યાણ.

પ્રેમ સમાજનો હવે રાખજો તમો,
સદા પ્રસન્ન મનથી રજા લઇએ અમો. ટેક
ભુલ ચુક પામી ખોડ, ખેલ ખેલે આજ,
માફી સુધારાને માટે, માગે આ સમાજ. પ્રેમ,
જેમ ખેલ જોયો તેમ, સારી ધારી ટેક;
દેશી દેશને સુધારો રાખીને વિવેક. પ્રેમ.
આર્ય સુબોધ ભજવે, ખેલ જોવા કીધું મન;
આભારી અમો થયાછી આપ્યુ ઉત્તેજન. પ્રેમ.
અવર ખેલમાં આપ પધારી, દેશો દરશન દાન;
મેહેરબાનોની રજા માગી જઇએ છી સ્વસ્થાન. પ્રેમ